# મોગલ રાજ્યનો
## રસિક
# ઇતિહાસ.

શોધક અને પ્રકાશક;
**સાંકલચંદ માણેકચંદ શાહ.**
સરકારી ગુજરાતી શાળા નં. ૨ ના મહેતાજી.
ગોઝારીઆ તાબે વિજાપુર.

આવૃતિ પહેલી. પ્રત ૧૦૦૦



સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

કિમ્મત રૂ. ૦-૬-૦

શ્રી.

# મોગલ રાજ્યનો રસિક ઈતિહાસ.

---

## બાબર.

(ઈ. સ. ૧૫૨૬થી ઈ. સ. ૧૫૩૦ સુધી).

**બાબરની હકીકત**—બાબર એ તૈમુરથી છઠ્ઠો પુરૂષ હતો. બાબર જ્યારે બાર વર્ષનો હતો ત્યારે એનો બાપ મરણ પામ્યો એની આટલી નાની વયે ફરગાન તથા ખોકાનનું રાજ્ય મળ્યું. અને અદ્ભુત સાહસ કર્યા પછી થોડા વર્ષની અંદર અફગાનિસ્તાનનું રાજ્ય પોતાના હાથે ચલાવ્યુ

**પાણીપતની લડાઈ**—પઠાણ પાદશાહોમાં છેલ્લો પાદશાહ ઈબ્રાહિમ લોદી હતો તે હિંદમા ત્રાસ દેતો હોવાથી પંજાબના સુબા દોલતખાંએ કાબુલ જઈ બાબરની મદદ માગી તથા તે તૈમુરના વંશનો હોવાથી હિંદની ગાદી ઉપર તેનો હક્ક છે. એવુ બાબરને સમજાવ્યું તેથી તે ઉશ્કેરાયો. બાબર હિંદુસ્થાન જીતવાને ઘણોજ આતુર હતો, તેથી આ મળેલી તકનો લાભ લઈ એકદમ તેનો ઉપયોગ કર્યો. અને ઈ. સ. ૧૫૨૬માં ઈબ્રાહિમ લોદીને પાણીપતની લડાઈમાં હરાવીને માર્યો. આ જીત થયા કેડે તે અફગાનિસ્તાનમાં પાછો ન ફરતાં હિંદુસ્થાનમાં રહી રાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો.

**બાબરને શરૂઆતમાં હિંદુસ્થાનમાં પડેલી અડચણો**—

૧. જો કે પાણીપતની જીતથી પંજાબનો અને બીજા કેટલા મુલકનો ધણી થયો ખરો, પરંતુ આ સિવાય હિંદુસ્થાનમા કેટલાક સ્વતંત્ર હિંદુ અને મુસલમાની રાજ્યો હતા અને તે રાજ્યો બાબરને અડચણ આવે તેવાં હતાં.

**સ્વતંત્ર મુસલમાની રાજ્યો**—ગુજરાત, ખાનદેશ, માળવા, જવાનપુર, બિહાર, બંગાળા, વગેરે.

**સ્વતંત્ર હિંદુ રાજ્યો**—ફક્ત રજપૂત સ્થાનમા રજપૂત રાજ્યો હતાં.

૨ બાબરનું લશ્કર જોઈએ તેવુ નહોતું, અને તે હિંદુસ્થાનમા રહેવા માગતું નહોતું

**બાબરની જીત**—બાબરે ચિતોડના રાણા હાથ નીચે એકઠા થયેલા જોધપુર, જેપૂર, ડુંગરપૂર, બુંદી, ઝાલોર, ચંદેરી, રાયસેન, વિગેરે રજપૂત રાજાઓને ફતેહપૂર સીક્રી આગળ હરાવ્યા ઈ. સ. ૧૫૨૭. આથી રજપૂતો બાબરને વશ થયા. આ પ્રમાણે બાબર જ્યારે રજપૂતો જોડે લડતો હતો તે વખતે તેનો મોટો દીકરો હુમાયુ બીજા મુલકો જીતવાને રોકાયો હતો, અને તે થોડા વખતમાં અયોધ્યા, બિહાર, બંગાળા, જવાનપૂર જીતી લીધાં. અને મુલ્લાંના કહેવાથી પોતાના દીકરા હુમાયુને પોતાની જીંદગી આપી બાબર પોતે ઈ. સ. ૧૫૩૦માં ૪૮ વર્ષની વયે મરણ પામ્યો.

**બાબરના ગુણ**—બાબર ઘણો દયાળુ, ઉદાર મનનો અને શરીરે સશક્ત હતો. તેને તરતાં સારૂ આવડતું હતું. એ આ કાળનો મોટો યોદ્ધો હતો, એની માનસિક શક્તિ બહુ સારી હતી. એ જાતે મોટો કવિ હતો, અને સાહિત્યને જેમ બને તેમ મદદ આપતો.

એણે પોતાનું જીવન ચરિત્ર પોતાના હાથે તુર્કી ભાષામાં લખ્યુ છે. તે ઉપરથી આપણને એવું માલુમ પડે છે કે તે ઘણો ઉદાર ને ઉમદા હતો વિપત્તિની અંદર કોઈ દિવસ નાગીપાસ થતો નહિ ને તાબે થનાર ઉપર ઘા કરતો નહિ.

## હુમાયું.

( ઈ. સ ૧૫૩૦ થી ઈ. સ. ૧૫૪૦ સુધી. )

**હુમાયુની હકીકત**—બાબર પછી દિલ્લીની ગાદીએ તેના મોટો દીકરો હુમાયુ બેઠયો, કામરાન હુમયુનો નાનો ભાઈ અફગાનિસ્તાનનો સુબો હતો તે સ્વતંત્ર થવાનો પ્રયાસ કરતો હતો, પણ દયાળુ હુમાયુએ તેની માફી બક્ષી આપી. એટલે અફગાનિસ્તાન તેને સ્વાધીન કર્યું.

**હુમાયુની રાજ્ય બંધારણમાં ભૂલો—**

૧. હુમાયુએ પોતાના ભાઈ કામરાનને અફગાનિસ્તાન ને પંજાબ આપી દઈ મોટી ભુલ કરી હતી. કારણ કે હિંદુસ્થાનમાં હજુ મોગલ સત્તા પુરેપુરી જામી નહોતી પઠાણો પાસેથી રાજ્ય લઈ લીધુ હતું તેથી પઠાણો મોગલોથી નારાજ હતા. આવી અસ્થિર હાલતમાં માત્ર પોતાનાજ લશ્કર ઉપર આધાર રાખવો પડે છે. લશ્કરની અંદર નવા માણસો ફક્ત કાબુલમાથી લાવી શકાય એમ હતુ, પણ તે તેના ભાઈ કામરાનને આપી દીધુ હોવાથી લશ્કરમા ભરતી કરવાનું દ્વાર બંધ થઈ ગયુ હતુ આ ઉપરાંત હુમાયુએ બીજી ભૂલ કરી હતી.

૨. ગુજરાત પુરે પુરૂ જીત્યાવિના હુમાયુ દિલ્હી ચાલ્યો ગયો હતો આથી બહાદુરશાહે ગુજરાત જીતી લીધું

**ગુજરાતના બહાદુરશાહ જોડે વિગ્રહ**—ઈ સ. ૧૫૩૨થી ૧૫૩૫ સુધી ચાલ્યો. આ સમયે ગુજરાતનો રાજા બહાદુરશાહ હતો. તેણે માળવા જીતી ખાનદેશ વરાડ અને અહમદનગર પોતાને તાબે કર્યા. જ્યારે એણે ચિતોડગઢને ઘેરો ઘાલ્યો ત્યારે ચિતોડના રાણાની વિધવા કરણાવતીએ હુમાયુની મદદ માગી આથી હુમાયુએ બહાદુરશાહને ઘેરો ઉઠાવી લેવાની ફરજ પાડી. બહાદુરશાહ નાશી ગયો. તમજ હુમાયુએ ગુજરાત પુરેપુરૂ જીત્યાવિના ઉમરાવોના બખેડા બેસાડી દેવા દિલ્હી તરફ ગયા તેથી હુમાયુની ગેરહાજરીમા બહાદુરશાહે ફરીથી ગુજરાત જીતી લીધુ પણ તે થોડા માસમાં મરણ પામ્યો

**શેરખાં જોડે વિગ્રહ તથા હુમાયુનું ઇરાન તરફ નાશી જવું**—શેરખાં સુરવંશનો અફગાન હતો એનું મૂળ નામ ફરીદખાં હતુ તે બહાર પ્રાંતના સુબાને ત્યાં નોકરી રહ્યા હતો શિકાર કરવામા તે ઘણોજ બહાદુર હતો. એક વખત તે સૂબાની સાથે શિકારે ગયો હતો ત્યાં વાઘને એક ઘાએ માર્યો તેથી તેનુ નામ શેરખાં પડયું ને શેરખાંના નામથી ઓળખાયો. હુમાયુ ગાદીએ બેઠા ત્યારે તેણે ચુનારગઢ આપ્યો હતો પછીથી શેરખાંએ બહાદુરીથી મોગલો પાસેથી બહાર અને બંગાળા લઇ લીધાં હતાં. હુમાયુએ શેરખાં પાસેથી આ દેશો લઇ લેવાનો પ્રયત્ન કર્યો પણ એ સમય એની વિરુદ્ધ હોવાથી તે બગશર આગળ હારી ગયો. ઈ સ. ૧૫૩૯માં ફરીથી એણે શેરખા જોડે લડાઈ કરી પરંતુ કનોજ અગાડી ઈ. સ. ૧૫૪૦માં હારી ગયો તેથી હુમાયુ ઇરાન તરફ નાશી ગયો.

## સૂરવંશ.

(ઈ. સ. ૧૫૪૦થી ઈ. સ. ૧૫૫૫ સુધી).

**શેરખાંની હકીકત**—તે ઈ. સ. ૧૫૪૦માં પાદશાહ થયો. આપણે ઉપર જોયું કે બિહાર અને બંગાળા એણે જીતી લીધા હતા, અને મોગલ સત્તા તોડી પાડી હતી અને હવે એણે પોતાના રાજ્યનો વિસ્તાર કરવાનો પ્રયાસ કર્યો એણે પંજાબ જીતી લીધું અને જેલમ નદી ઉપર એક મજબુત કિલ્લો બંધાવ્યો. તેણે કલિંજરને ઘેરો ઘાલવામાં પોતાની જીંદગી ગુમાવી હતી ને ત્યાં દારૂ સળગી ઉઠવાથી દાઝી મરણ પામ્યો હતો.

**શેરખાંના સુધારા**—અકબરના પહેલાં કોઈ પણ રાજાએ જો પ્રજાના હિત ઉપર લક્ષ રાખ્યુ હોય તો તે માત્ર શેરખાંજ હતો. વાર્ષિક ઉપજ એકઠી કરવાની શ્રેષ્ટ પદ્ધતિ એણે દાખલ કરી, એ ઉપરાંત તેણે મોટા રસ્તા મુસાફરખાના બંધાવ્યાં હતાં. કુવા, વાવો ખોદાવ્યા હતા ને કેટલેક સ્થળે સદાવ્રત પણ મંડાવ્યા હતાં.

**શેરખાંના ગુણ**—શેરખાં મોટો રાજનિતિજ્ઞ અને દિર્ઘ દૃષ્ટિવાળો પુરૂષ હતો, તેવોજ કાયદા ઘડવામાં પ્રવિણ હતો. હિંદુ અને મુસલમાનોને સમભાવથી જોતો એ દયાળુ, ઉદાર, અને પ્રમાણીક હતો. એનું નામ સેનાપતિ તરીકે પ્રખ્યાત છે. આવો સારો માણુસ પણ દોષ રહિત નહોતો, લોભને લીધે વિશ્વાસઘાત કરીને રાયસેનના કિલ્લેદારોને મારી નાખ્યા આ એનું ઘણુજ ખરાબ કર્તવ્ય હતું

**સલીમસાહ અને તેના ગુણ**—શેરખાના મોટા દીકરા અદીલશાહમાં રાજ્ય કરવાનો દમ નહિ હોવાથી સરદારોએ શેરખાંના બીજા દીકરા સલીમસાહને ગાદી આપી. સલીમશાહ પાદશાહ

ઘણો ખરો ને હોશિયાર હતો. એણે એના બાપનું મેળવલ રાજ્ય સાચવીને આબાદ કર્યું તથા શેરખાના લોકોપયોગી કામો પુરાં કરાવી તેમા વધારો કર્યો. આ પાદશાહ નવ વર્ષ રાજ્ય કરી ઈસ ૧૫૫૩ માં મરણ પામ્યો.

**આદીલશાહ**—સલીમશાહના બાળ કુંવરને મારી શેરખાંનો મોટો દીકરો પાદશાહ થયો, પણ તે જાતે નબળો હતો. તેણે ખજાનો ખાલી કર્યો તથા મોટા માણસોની જાગીરો લઇ લઇને બીજા નાલાયક માણસોને આપવા માંડી. આથી દેશમાં બંડ થયાં. ઇબ્રાહિમ સૂરનામે તેના સાળાએ બળવો કરી દિલ્લી ને આગ્રા જીતી લીધાં. અદીલશાહ બંગાળા તરફ નાશી ગયો ને ઈબ્રાહિમ સૂર પણ તેની પાછળ ગયો, પરંતુ આદીલશાહના વજીર હેમુએ તેને હરાવ્યો. પંજાબમાં શેરખાંનો ભત્રિજો અહમદશાહ સૂબો હતો. તેણે બળવો કરીને દિલ્લી ને આગ્રા લઇ લીધા અને સિકંદર સૂર એ નામથી પાદશાહ થયો.



## મોગલાઇ રાજ્યની પુનઃ સ્થાપના.

હુમાયુ ઇરાન નાશી ગયો અને ત્યાં કેટલાએક વરસ રહી ત્યાંના પાદશાહ પસેથી થોડા લશ્કરની મદદથી મિરજાસ્કરી પાસેથી કંદહાર જીતી લીધું. હુમાયુનો બીજો ભાઈ કામરાન કાબુલમાં હતો તેણે હુમાયુની રાણી તથા તેના બાળકુંવર અકબરને કેદમાં નાંખ્યાં હતાં. હુમાયુએ એને પણ હરાવી, બાળકુંવ ને તથા રાણીને કેદમાં-થી છુટાં કરીને કામરાનની આંખો ફોડી. ત્યારબાદ ૧૫૦૦૦ માણ-સોનું લશ્કર લઈ હુમાયુ પંજાબમાં પેઠો ને તે પ્રાંત તેણે કબજે

કર્યો. ત્યાંથી આગળ વધી સિકંદર સૂરને હરાવી તેની પાસેથી દિલ્લીને આગ્રા લઈ લીધાં અને હુમાયુ ફરીથી પાદશાહ થયો પણ તે થોડી મુદ્દતમાં દાદરેથી પડી મરણ પામ્યો.

**હુમાયુની શેરખાં જોડે હાર થવાનાં કારણો**—હુમાયુ સેનાપતિ તરીકે ઘણોજ નબળો હતો એનો પ્રતિ સ્પર્ધિ શેરખાં હિંદુસ્થાનમાં મોટો સેનાપતિ હતો હિંદુસ્થાનમાં મોગલો હજી પરદેશી તરીકે મનાતા હતા તેથી હિંદુસ્થાનના વતનીઓ તેમને મદદ કરી શકતા નહોતા

**હુમાયુના ગુણદોષ**—હુમાયુ સેનાપતિ તરીકે નબળો હતો પણ ઘણો બહાદુર, મળતાવડા સ્વભાવનો, માયાળુ, દયાળુ, વહેમી ને અસ્થિર હતો.

## અકબર.

(ઈ. સ ૧૫૫૬થી ઈ. સ. ૧૬૦૫ સુધી).

**અકબરની હકીકત**—અકબર ઈ. સ. ૧૫૪૨મા સિંધમાં આવેલા **અમરકોટ**માં જન્મ્યો હતો. ફક્ત તેર વર્ષનો હતો ત્યારે એનો બાપ મરણ પામ્યો એટલે નાની ઉમ્મરે અકબરને ગાદી મળી. આ વખતે પ્રખ્યાત સેનાપતિ બહેરામ બાળરાજાનો રક્ષક નીમાયો. આટલી નાની વયમાં અકબરને રાજ્ય સબંધીની કેટલીક અડચણો દુર કરવાની હતી

**હેમુની સ્વારી**—અદીલશાહના વજીર હેમુએ હુમાયુ મરણ પામ્યો ત્યારે સ્વારી કરી દિલ્લીને આગ્રા જીતી લીધાં. અકબરે તેને હરાવી કેદ પકડ્યો. આ વખતે અકબરના રક્ષક બહેરામખાને તેનો પ્રાણ લેવાનું પાદશાહને કહ્યું પરંતુ પાદશાહે ઉદારતાથી કહ્યું કે તાબે

થનાર ઉપર હું ઘા કરીશ નહિ, તેથી બહેરામખાનને માઠું લાગ્યું, ને તેણેજ તેનો પ્રાણ લીધો.

**હેમુના** ગુણ—હેમુ બહાદુર, બુદ્ધિમાન, દિર્ઘ દૃષ્ટિવાળો, શાણો, ને હોશિયાર વાણિયો હતો. તે છેક હલકી પદવીથી સારા ગુણો વડે મોટી પાયરીએ ચઢ્યો હતો. પઠાણ પાદશાહોના વખતમાં હિંદુમાંથી મોટી પાયરીએ ચડનાર માત્ર તેજ હતો.

**અકબરને પડતી અડચણો**—(૧) સિકંદરસુર હાર્યો હતો પણ હજુ શરણે આવ્યો નહોતો અને હુમાયુના મરણ પછી પઠાણ લોકો લશ્કર લઇ અકબર જોડે લડવા તૈયાર થયા (૨) પૂર્વના દેશોમાં હજુ પણ મોગલોના પ્રતિસ્પર્દ્ધિ (દુશ્મન) પઠાણો રાજ્ય ભોગવતા હતા અને અદીલવંશનો મહમદ સુરપણ અકબરની સામે પડયો. (૩) મધ્યહિંદુસ્થાનમાં હજુ હિંદુઓ તટસ્થ રહ્યા હતા. (૪) આ બધી અડચણોના પ્રમાણમાં મોગલ લશ્કર બહુજ થોડું હતું. તેમજ અફગાનિસ્થાનમાંથી નવું લશ્કર બોલાવી શકાય તેમ નહોતું. આ બધી અડચણો દુર કરી અકબરને હિંદુસ્થાનમાં મોટામા મોટું રાજ્ય સ્થાપવાનું હતું. બહેરામખાન સેનાપતિના હાથ નીચે સિકંદરને પાણીપતની લડાઇમાં અકબરે ઈ સ. ૧૫૫૬ માં હરાવ્યો આથી મોટામાં મોટો દુશ્મન દુર થયો. ધીમે ધીમે અકબરે પોતાની બહાદુરીથી જીત મેળવી પઠાણો નાશી ગયા અને અદીલ શાહનો પરાજ થયો.

**રાજ્યની શરૂઆત પછીની અકબરને અડચણો**—અકબર થોડો વખત રહીને પોતાના રાજ્યની લગામ બહેરામખાન પાસેથી લઈ લીધી કારણકે બહેરામખાન ઘણો કઠણ હૈયાનો હતો તેણે

કેટલાક નિરઅપરાધી માણસોનાં ખુન કરાવ્યા તેથી તેને મક્કે મોકલી દઈ અકબર પોતે એકલાએ રાજ્ય ચલાવવાનો વિચાર કર્યો. જ્યારે અકબરે તેના હાથમાં રાજ્ય લીધુ ત્યારે માત્ર દિલ્લી અને તેની આસપાસનાં શહેરો અને પંજાબ તેના હાથમાં હતાં. અકબરના ઉમરાવોએ કરેલ બળવાઓ પણ સમાવવાના હતા. ગંભીર અકબરે સમયસુચકતા વાપરી ઉમરાવોના બળવા સમાવી દઈ પોતાના રાજ્યનો બહોળો વિસ્તાર કરવાનો ઠરાવ કર્યો હવે તેણે યુક્તિ એ કરી કે હિંદુઓ સાથે સગપણનો સબંધ બાંધી તેમના મન મેળવી લેવા અને તેમ થાય તો રજપૂતો પૂર્ણ પ્રેમથી મદદ કરે તે માટે તેણે હિંદુઓ ઉપરનો જાત્રા તથા જજીઆવેરો કાઢી નાંખ્યો, પ્રજા પસંદ પડે તે ધર્મ પાળે તે અદલ રાજ્ય તરફથી અડચણ નથી એવું જાહેર કર્યું પ્રથમ તે જયપુરના રાજા બહારમલની કુંવરી તથા જોધપુરના રાજા માલદેવની કુંવરી વેરે પરણ્યો, અને પોતાના છોકરાને પણ રજપૂત કન્યા પરણાવી. આવીરીતે રજપૂતો સાથે સગપણનો ગાઢ સબંધ બાંધ્યો. પરંતુ ચિતોડનો રાણો અકબર સાથે સગપણમાં ન ભળ્યો. મુસલમાનોને દીકરી દેવી એ તે ઘણું હલકુ માનતો હતો. તેથી તેણે તો ન દીધી પણ પોતાના સરદારોને પણ ન દેવા દીધી અને જેમણે દીધી તેમને તે ધિક્કારતો હતો વળી સંગનો પુત્ર ઉદેસિંગ, અકબર ચિતોડ ઉપર ચઢી આવ્યો ત્યારે તે ડુંગરોમાં નાશી ગયો પણ તેના સરદારો બહુ બહાદુરીથી લડયા તેમાં જયમલ ઘણા પરાક્રમથી લડયો હતો. રાજા અકબરે તેમની યાદગીરી માટે પોતાના મહેલના દરવાજાની આગળ જયમલનું તથા પ્રતાપનું એ રીતે બે બાવલાં બનાવી ઉભાં કર્યા હતાં. ઉદેસિંગકેડે પ્રતાપરાણો થયો તેને નમાવવા માટે અકબરે પોતાના દીકરા સલી-

માને તથા બીજા સરદારોને મોકલ્યા. તેમની સાથે પ્રતાપ ઘણી બહાદુરીથી લડયો. આખરે કાયર થવાથી નાઠયો, ડુંગરે ડુંગરે રઝળ્યો ને ઘણાં અસંખ્ય દુઃખો વેઠયાં. પરંતુ છેવટે ઉદ્યોગ, ધિરજ, દઢતા, બહાદુરી તથા પોતાના સરદારની આર્થિક મદદથી તેણે પોતાનુ રાજ્ય પાછું મેળવ્યુ. આ વખતે અકબરના મનમા એવુ આવ્યું કે પ્રતાપ જેવા પુરૂષને ઘણો છછેડવે તે ફાયદાકારક નથી. આવા અકબરના વિચારથી પ્રતાપ નિરંતર રાજ્ય કરી શકયો, ને રજપૂતોની આબરૂ બરોબર રીતે સાચવી શકયો. ધન્ય છે પ્રતાપને કે રાજ્ય, ધન, વૈભવ, મહેલ, સુખ વિગેરે તજી ઘણાં દુઃખો વેઠયા પણ દુશ્મનોને તાબે થયો નહિ. આ સિવાય અકબરે રજપુતાના બંગાળા, બિહાર, ગુજરાત, એશિયા, કાશ્મીર, સિંધ, કંદહાર, અહમદનગર, ખાનદેશ, માળવા એ દેશો બહાદુરીથી જીત્યા.

**અકબરની રાજયની વ્યવસ્થા**—એણે પોતાના રાજ્યના અઢાર પ્રાંત કર્યાં અને દરેક પ્રાંતની અંદર સર્વોપરિ સત્તા ભોગવનાર સૂબાઓ નિમ્યા, દરેક સૂબાઓના હાથનીચે એક મુલ્કી અમલદાર, એક ફોજદાર, નિમવામાં આવ્યા, કાજીઓ અને કોટવાળોની મુખ્ય શહેરોમાં કાયદા પળાવવા સારૂ અને પ્રજાને ન્યાય આપવા સારૂ નિમણોકો કરવામાં આવી, ગામડાઓમાં જે મૂળ વહિવટ હતો તે કાયમ રાખ્યો, આપણે જાણીએ છીએ કે ઉત્તર હિંદુસ્થાનમાં બધા ગામડાઓમાં ગ્રામ્ય સંસ્થા અથવા ગ્રામ્ય પંચાયત મારફત વહિવટ ચાલતો હતો. બંગાળાના ગામોની અંદર જમીનદાર પાસે સત્તા હતી તે તેણે કાયમ રાખી.

**અકબરના સુધારા**—અકબરના સુધારાના ત્રણ ભાગ થાય છે,

૮૦૬૦.



**(૧) મુલ્કી સુધારો (૨) સંસાર સુધારો, (૩) લશ્કરી સુધારો.**

**મુલ્કી સુધારો**—શેરખાંની પદ્ધતિ દાખલ કરી તથા બધી જમીનની માપણી કરાવી ઉપજ નક્કી કરી તેના ત્રણ ભાગ કર્યા, ખેડુતે તેની ઉપજનો ⅓ ભાગ રાજાને આપવો એમ નક્કી કર્યું. (આપણે આટલું યાદ રાખવું જોઇએ કે ઉપજનો ⅓ ભાગ આપવો એ ઘણું કઠણ પડતું હતું અને ⅓ ભાગ કોઈ કાળે રાજાને આપવામાં આવ્યો નથી).

**સંસાર સુધારો**--હિંદુ અને મુસલમાનને એકત્ર કરી માંહે લગ્ન કરવાને તે ઉત્તેજન આપતો હતો, બાળ લગ્ન થતાં જેમ તેમ કરીને અટકાવતો.

**લશ્કરી સુધારો**--અગાઉ સરદારોને પગાર તરીકે જમીન આપવામાં આવતી તે જમીનમાંની ઉપજમાથી સરદાર પોતાના લશ્કરને પગાર આપતો પણ હવે અકબરે એવો ઠરાવ કર્યો કે લશ્કરને રાજ્ય તરફથી જમીનમાંની ઉપજથી પગાર નહી આપતાં પૈસાથી પગાર મળશે.

**અકબરને સુખ દુઃખ ને તેનું મરણ**—અકબર ૫૦ વર્ષ રાજ્ય કરીને ત્રેસઠ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો હતો. અંતકાળ વખતે તેણે પોતાના પુત્ર સલીમને બોલાવી સરદારો, સગાંવાહલાં ને આશ્રિતોની સંભાળ રાખવા ભલામણ કરી અને સરદારો, સગાંવાહલાં ને આશ્રિતોને પણ બોલાવી કહ્યું કે તમો આજ સુધી મારી સાથે જેવી રીતે વર્ત્યાછો તેવી રીતે મારા દીકરા સાથે વર્તજો એમ કહી ધર્મ ક્રિયા કરી પોતાનો દેહ મુક્યો. અકબરને રાજ્ય, પ્રજા, વૈભવ, સરદારો સલાહકારો વિગેરે તરફથી સુખ હતુ પણ

દારૂના વ્યસની છોકરાઓથી ઘણું દુ:ખ હતું એના બે પુત્રો વ્યસનમાંજ મરણ પામ્યા અકબર હિંદુસ્થાનમા સર્વોત્તમ મુસલમાની પાદશાહ થઈ ગયો. ક્ષત્રિઓમાં રામચંદ્ર, યુધિષ્ઠિર, અશોક, વિક્રમ વિગેરે થઇ ગયા તેવોજ મુસલમાનોમા અકબર થઈ ગયો છે.

**અકબરની રાજ્યનીતિ**--દુશ્મન શરણે આવ્યા પછી તેને મિત્ર તરીકે ગણતો, અને રાજ્યમાં અકબર તેને તેના ગુણ પ્રમાણે મોટી નોકરી આપતો. ટુંકામાં લોકોના મન સંપાદન કરી લેવાની અકબરમાં શ્રેષ્ઠ કળા હતી. અકબરનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે હિંદુસ્થાનમાં મોગલ રાજ્યને લાંબો વખત સુધી ટકાવી રાખવું આ ઉદ્દેશ પાર પાડવા સારૂ પાછલા રાજાઓની રાજ્ય નીતિ ઘણી ભૂલ ભરેલી લાગી, અને જુદી જુદી જાતિઓને એકત્ર કરી પોતાની તરફ ખેંચી લેવા દૃઢ નિશ્ચય કર્યો. રજપૂતો આખર નોકર થઇ રહ્યા. જો હવે અકબર પછીના મોગલ રાજાઓએ અકબરના જેવી સારી વર્તણુક રાખી હોત તો મોગલ રાજ્યની પડતી વહેલી આવત નહિ પરંતુ હિંદના કમનસીબે એના પછી એના વંશમાં એવો બીજો પાદશાહ થયો નથી અને એની રાજ્યનીતિ પણ કોઇએ જાળવી નથી.

**અકબરના રાજ્યમાં થઇ ગયેલા મોટા પુરૂષો**—(૧) **અબદુલફજલ આઇન અકબરીનો** લખનાર, અને મોટો શોધનિક વિદ્વાન અને તત્ત્વવેત્તા હતો, (૨) **ફૈજી**--આ એક મોટો કવિ અને વૈદ્ય હતો, અને રામાયણનું ઇરાની ભાષામાં ભાષાન્તર કરનાર એ હતો. (૩) **ટોડરમલ**--સરકારી મહેસુલ વ્યવસ્ત કરનાર અને વસુલાત લેવાની શ્રેષ્ઠ પદ્ધતિ દાખલ કરનાર એ પુરૂષ હતો. (૪) **બિરબલ**--ગવૈયો, વિનોદી અને મશ્કરો હતો. આ ઉપરાંત **માન**-

**સિહ, ભગવાનદાસ, ગંગ અને નરહર** જેવા મોટા કવિઓ થઇ ગયા છે.

**અકબરનો ધર્મ**--અકબર કોઇપણ ધર્મની ટીકા કરતો નહિ અને તે એમ માનતો હતો કે દરેક ધર્મની અંદર સત્ય રહેલુ છે. જુદા જુદા ધર્મો માત્ર એકજ ઇશ્વરને પહોચવાના જુદા જુદા રસ્તા છે એણે એક નવો ધર્મ સ્થાપ્યો અને આ ધર્મમા એકજ ઇશ્વર છે, એમ મનાતુ અને આ ઇશ્વરનો એક પ્રતિનિધી અકબર છે, એમ માનવામાં આવતું હતુ.

## જહાંગીર (સલીમ).

(ઇ.સ. ૧૬૦૫થી ઇ.સ. ૧૬૨૭ સુધી)

**જહાંગીરની હકીકત**--એ અકબરનો વડો દીકરો હતો શરૂઆતમા એ બળવા ખોર અને પીધેલ હતો પણ ગાદીએ બેઠયા પછી એણે ઘણો સુધારો કરી રાજ્ય કરજનો કેટલેક અશે તેને ખ્યાલ આવ્યો અને રાજ્ય કાર્ય કરી શકે તેવી શક્તિઓ ખીલી

**ખુશરૂનો બળવો**--ખુશરૂ એ જહાંગીરનો પુત્ર હતો. તે પંજાબ નાશી ગયો ને બળવા ઉઠવ્યો, પણ જહાગીરે બહુ બાહદુરીથી બેસાડી દીધો અને ખુશરૂને કેદખાનામા નાંખી મરણ પર્યંત રાખ્યો અને એના અનુયાઇઓને જહાંગીરે બહુજ કુરપણે મારી નાખ્યા

**ઔરંગાબાદના મલિકંબર જોડે વિગ્રહ**—મલિકંબરે ઔરંગાબાદનું રાજ્ય સ્થાપ્યુ હતુ વિજાપુર ને ગોવળકોન્ડાના રાજ્યની

મદદથી **અહમદનગર** એણે મોગલ રાજાઓ પાસેથી છીનવી લીધુ જહાંગીરે શાહજહાંને એની સાથે લડવા માટે મોકલ્યો. દક્ષિણમાં જતાં તરતજ એણે વિજાપુર અને ગોવળકોન્ડાના રાજાઓને મલિકંબરથી જુદા પાડયા, આથી શાહજહાંને મલિકંબરને સહેલાઈથી હરાવ્યો. અને તેની પાસેથી વિશાળ પ્રદેશો અને મોટી રકમ લેવામા ફળીભૂત નીવડ્યો.

**નુરજહાં**—આ બાઇનું નામ નૂરમહાલ હતુ અને તે ઈરાની કુટુંબની હતી. સલીમ એની ખૂબસુરતી જોઈ એની જોડે પરણવા માટે લલચાયો પણ અકબરના હુકમથી એને શેરઅફગાન જોડે પરણાવી હતી. જ્યારે **સલીમ** જહાંગીરનો ખિતાબ ધારણ કરી ગાદીએ બેઠો ત્યારે શેરઅફગાનને એણે નરજહાનની ફારગતી આપવાનું કહ્યું, પણ શેરઅફગાને એમ કરવાની ના પાડવાથી જહાંગીરે એને મારી નખાવ્યો ને નૂરજહાંનને પોતે પરણ્યો.

**નુરજહાંની જહાંગીર ઉપર સર્વોપરિ સત્તા અને તેનાં કાવતરાં—નૂરજહાંએ** પોતાની ઉત્તમ મનશક્તિથી જહાંગીર ઉપર સર્વોપરિ સત્તા મેળવી હતી. એણે એના બાપ તથા ભાઇને રાજ્યમાં મોટી મોટી નોકરીઓ આપી, નૂરજહાંનો વિચાર રાજાના વડા દીકરા **શાહજહાંનને** ગાદી ઉપરથી બાતલ કરી **શહરિઆર** (રાજાના નાના છોકરા ) ને ગાદી ઉપર બેસાડવાનો હતો. શહરીઆર નૂરજહાંના પહેલા ધણીની છોકરી વેરે પરણ્યો હતો. જ્યારે **શાહજહાંનને** એના કાવતરાની ખબર પડી ત્યારે બળવો ઉઠાવ્યો, પણ ફાવ્યો નહી. **મોબતખાન** જહાંગીરના બીજા છોકરાના પક્ષમાં હતો. એની સામે પણ નૂરજહાં પડી અને એને પણ રાજ્યમાંથી હાંકી કઢાવવા વિચાર કરતી હતી. આ વાતની મોબતખાનને ખબર

પડતાં જહાંગીરને કેદ પકડયો, પણ જહાંગીર યુક્તિ વાપરી નાશી ગયો અને શાહજહા સાથે ભળી ગયો. હવે જહાંગીર કાશ્મીરથી લાહોર આવતાં દમના રોગથી ઈ સ. ૧૫૨૭માં મરણ પામ્યો, તે વખતે શાહજહાં અને મલિકઅરે શહરીઆર સાથે યુદ્ધ કરી તેને હરાવ્યો, અને મારી નાંખી રાજાનો ખિતાબ ધારણ કરી શાહજહાં ગાદીએ બેઠો

**જહાંગીરનાં લક્ષણો**—જહાંગીરના દરબારમાં આવેલા એગ્રેજી સર ટામ્સરોએ જહાંગીરના લક્ષણોનો આબેહુબ ચિતાર આપ્યો છે. એ મુસલમાની રીતભાતને ચૂસ્ત વળગી રહ્યો હતો, પણ અકબરના જેવો નહોતો. તેના રાજ્યની આબાદી પણ અકબરના રાજ્ય જેવી નહોતી, જાતે પીધેલ હતો અને મોજ મજામાં દિવસો ગુમાવતો, જો કે પોતે પીધેલ હતો પણ પોતાની પ્રજામાં દારૂ પીવાની સખ્ત મનાઇ કરી હતી એકંદરે એ ન્યાયી હતો અને હરકોઈ માણુસ પાદશાહની રૂબરૂ ફરિયાદ કરે એવી લોકોને સવડ પોતાના મહેલની દીવાલે સાકળી સાથે ઘટડી બાંધી કરી આપી હતી.

## શાહજહાં.

(ઈ. સ. ૧૬૨૭થી ઈ. સ ૧૬૫૮ સુધી).

**શાહજહાંની હકીકત**—પોતાના બાપ જહાંગીરના મરણુની વાત સાંભળી એકદમ શાહજહા ઉત્તરમાં આવી ઈ. સ ૧૬૨૭માં શાહજહાં પાદશાહ થયાનો ઢંઢેરો ફેલાવી પોતાના ભાઇઓ તથા અકબરના વંશજોને મારી પોતાની ગાદી નિર્ભય કરી. પ્રથમનાં દશ વર્ષ દક્ષિણમા લડાઈ કરવામાં રોકાયાં હતાં. ખાનજહાંના બળવાને લીધે દક્ષિણમા વિગ્રહ થયો હતો.

**ખાનજહાંનો બળવો**—ખાનજહાં એ નીચ કુટુંબનો અફગાન હતો. પહેલાં એણે શાહજહાને રાજા તરીકે માન્ય કરવા ના પાડી પણ પાછળથી એ શરણે આવ્યો. રાજા મારી જીંદગી લેવા માગે છે એવો શક આવવાથી એણે બળવો કર્યો. દક્ષિણમાં જઈ અહમદનગરના રાજાને એની જોડે સામેલ થવા સમજાવ્યું શાહજહાં પંડ એ બેઉના સામે ગયો ને તેમને હરાવ્યા. ખાનજહાં પકડાયો, અને એને મારી નંખાવી અહમદનગરનું રાજ્ય મોગલ રાજ્ય સાથે ઈ. સ. ૧૬૩૭માં મેળવી દીધું. આ દક્ષિણના વિગ્રહમા અહમદનગરના તથા વિજાપુરના રાજાએ મદદ કરી હોવાથી અહમદનગરનું રાજ્ય ખાલસા કર્યું ને વિજાપુરના રાજાને ખંડણી આપવાની ફરજ પાડી.

**ઇરાનના રાજા જોડે લડાઇ**—શાહજહાં ઈ. સ. ૧૬૩૭મા આગ્રે આવ્યો અને અલીમાન સુબા પાસેથી કંદહાર લીધું ત્યારે કેડે બલ્ખ જીતવાને અને ઉસેબના લોકોને બળવા બેસાડી દેવા સ્વારીઓ મોકલી પણ તેના માઠા પરિણામ આવ્યા, તેથી એ કામ મુકી દીધું. ઇરાનના રાજાએ કંદહાર પાછું જીતી લીધું આથી શાહજહાએ ઔરંગજેબને તે જીતવા મોકલ્યો પણ ફાવ્યો નહિ. કંદહાર જીતવાને પ્રયત્ન કરનાર આ છેલ્લોજ પાદશાહ હતો.

**દક્ષિણમાં વિગ્રહનો પુનઃ આરંભ ને ઇ. સ. ૧૬૫૫ ના વર્ષની મહત્વત્તા**—ઇ. સ ૧૬૫૫ માં દક્ષિણમાં વિગ્રહનો પુનઃ આરંભ થયો. તે વિગ્રહ લગભગ ૫૦ વર્ષ સુધી પહોંચ્યો હોવાથી મોગલ રાજ્યના સાધનો ખુટી પડ્યા. આ કારણથી મોગલ રાજ્યની પડતી પહેલી આવી આથી ઈ. સ ૧૬૫૫નુ વર્ષ મોગલ રાજ્યના ઇતિહાસમા ઘણું અગત્યનું ગણાય છે.

**ગોવળકોન્ડાના રાજાની હાર**—ઈ સ. ૧૬૫૬માં ગોવળકોન્ડાના રાજા અને પ્રધાન વચ્ચે તકરાર ચાલતી હતી. આ વખતનો લાભ લઈ ઔરંગઝેબ નિમકહલાલ (કારણકે નિયમસર ખંડણી આપતો હતો) રાજાને શરમ લાગે એવા કરાર કરવાની ફરજ પાડી અને મીરજુમલા તે રાજાનો પ્રધાન હતો તેને પોતાના પક્ષમા ખેંચી લીધો.

**વિજાપુરનો ઘેરો**—ઇ સ ૧૬૫૭મા વિજાપુરનો રાજા મરણ પામ્યો તેથી ઔરંગઝેબે તેના છોકરા જોડે ગાદી બેસવા સબંધી તકરાર કરી લડાઇ ચલાવી. વિજાપુરને ઘેરો ઘાલવાની તૈયારીમા હતો તેવામાં એને શાહજહાંની ભયાનક માંદગીના સમાચાર મળ્યા તેથી તે રાજા પાસેથી ભારે ખંડણી લઈ સલાહ કરી.

**શાહજહાંનાં મુખ્ય લક્ષણો અને તેની રાજ્ય વયવસ્થા**—એક મુસલમાન લેખક લખે છે કે જેવો અકબર કાયદા ઘડવામાં અને લડવૈયા તરીકે પ્રખ્યાત હતો તેવો શાહજહાં રાજ્ય કારભાર ચલાવવામાં સુપ્રસિદ્ધ હતો. દરબારમાં આટલો બધો દેખીતો ખર્ચ અને ભભકો હોવા છતા લોકો પાસેથી લેવાતા કરોમાં બિલકુલ વધારો કરવામાં આવ્યો નહોતો. બધા ઇતિહાસકારકો કબુલ કરે છે કે બીજાં પાછલાં રાજ્યો કરતાં આ રાજ્યમાં લોકો વધારે આબાદી ભોગવતા હતા મોગલ રાજ્યમાં શાહજહાંનું રાજ્ય સત્યુગમાં ગણાય છે. એના વખતમાં શિલ્પકળા અગ્રબિંદુએ પહોંચી હતી, પોતાના વૈભવ સારૂ પ્રખ્યાત રહેવાના ભભકાદાર મકાનો. અને સુશોભિત હીરા, માણેક ને રત્નજડિત મયુરાસન મુસાફરોને વિસ્મય પમાડે છે. તથા પોતાની બેગમનું વચન પાળવા બંધાવેલો

**તાજ મહેલ** પાછળ એણે સાડાત્રણ કરોડ રૂપિઆ ખર્ચ કર્યો છે. તે તાજ મહેલ બરોબર બીજો કોઇ મહેલ આખી દુનિયામાં નથી. પોતે અમદાવાદમાં સૂબો હતો ત્યારે બંધાવેલો **મહેલ શાહી બાગના** નામે આજે પણ અમદાવાદમાં મશહુર છે. આ બધો ખર્ચ કર્યાં છતાં પણ પોતાની પાછળ હીરા, માણેક, સોનું, ઝવેરાત સિવાય ૧૪ કરોડ રૂપિઆ મુકી ગયો હતો. વિશેષ તપાસ કરતાં એમ માલુમ પડે છે કે એણે રાજ્ય બદ્દલ વિશેષ કાળજી રાખી નહોતી અને પ્રાંતના સુબાઓ સ્વચ્છંદી રીતે રાજ્ય ચલાવતા હતા, અને પોતે જેમ જેમ વૃદ્ધ થતો ગયો તેમ તેમ રાજ્ય કારભારમાં વિશેષ બેદરકાર રહ્યો હતો. પછી શાહજાહાંને પદભ્રષ્ટ કરી ઔરંગજેબ ઈ. સ. ૧૬૫૮માં પાદશાહ થયો.

**મોગલ રાજની ગાદી સબંધી શાહજાદાઓના વિગ્રહ**—શાંહજહાંને ચાર દીકરા હતા. વડો દીકરો **દારા** હતો જ્યારે રાજા માંદો પડ્યો ત્યારે એની વય ૪૨ વર્ષની હતી. એ ભોળો, મોટા મનનો અને ધર્મ સંબંધી ઘણા ઉદાર વિચાર ધરાવનાર હતો. એણે સંસ્કૃત ભાષાનું સારૂં અધ્યયન કર્યું હતુ. અને ધર્મ પ્રકરણ સંબંધી ઘણો રસ લેતો. બીજાઓ જોડે બહુ મિજાજથી વર્ત્તતો હોવાથી એણે ઘણાનાં મન ઉંચાં કર્યાં હતાં. ધર્મની બાબતમાં સ્વતંત્ર વિચારનો હોવાથી મુસલમાનો એને ધિક્કારતા હતા. **શુજા** આ સમયે ૪૦ વર્ષનો હતો અને એ બંગાળાનો સુબો હતો એ શિયા પંથનો હતો. એની મનશક્તિ ઘણીજ તિવ્ર હતી. મોજ શોખનો શોખી નહતો. એ રજપુતોનો માનીતો હતો. **ઔરંગજેબ** આ સમયે ૩૮ વર્ષનો હતો અને એ દક્ષિણનો સુબો હતો. તે કપટી, બળવાન, યોદ્ધા, રમૂજી, વાત કરવામાં એક્કો અને ચુસ્ત સુન્ની

હતો. **મુરાદ** આ સમયે ગુજરાતનો સુબો હતો. તે બહાદુર, ઉદાર પણ જડ મગજનો, સ્વચ્છંદી, દારૂડીઓ ને વિષયી હતો એને ફક્ત લશ્કર તરફથી મદદ મળી હતી, જ્યારે શાહજહાં માંદો પડયો ત્યારે રાજ્યકારભાર દારાને આપવામાં આવ્યો હતો. એણે એના બાપની માંદગીના સમાચાર છુપાવવા પ્રયત્ન કર્યો, પણ ફાવ્યો નહિ. દરેક ભાઈએ ગાદી લેવા પ્રયત્ન કર્યો પણ પહોંચેલા ઓરંગજેબે ભોળા મુરાદને પોતાની તરફ ખેંચી લઇ લડાઇમાં બધા ભાઇઓનો નાશ કરી પોતે ગાદી લઈ બેઠો

## ઔરંગજેબ ( આલમગીર. )

( ઈ. સ. ૧૬૫૮ થી ઇ. સ ૧૭૦૭ સુધી )

**ઓરંગજેબની હકીકત**—ઔરંગજેબે ઘાતકી ભરેલા કામો અને યુક્તિઓ વાપરી ગાદી પચાવી લેવાનો પ્રયત્ન કર્યો. આ કાર્યમા મુસલમાન ઉમરાવોએ મદદ કરી કારણકે તેઓ એમ માનતા હતા કે ઔરંગજેબ એના ધર્મના ઉત્સાહથી એક નમુનેદાર પાદશાહ થશે, ભાઈ ભત્રિજાઓનો નાશ કરાવી એનો બધો ભય દુર થયા કેડે આલમગીરનો ખિતાબ ધારણ કરી ગાદીએ બેઠયો અને પાદશાહ થયાનો ઢંઢેરો ફેલાવ્યો.

**પાદશાહની માંદગી**—ઇ સ. ૧૬૬૨ માં ઔરંગજેબ સખત બિમાર થયો. અને એના દરબારમાં એના મરણકેડે રાજ્યપદ કોને આપવુ, એ સબંધી કાવતરાં થવા લાગ્યાં. એક પક્ષ ઔરંગજેબના વડા દીકરા **મુઅઝમને**, બીજો પક્ષ તેના નાના દીકરા **અકબરને** આપવાનો વિચાર કરતો હતો અને વળી ત્રીજો પક્ષ

કેદખાનામાં સડયા કરતા **શાંહજહાંને** છોડી ગાદીએ બેસાડવાનો ઇરાદો રાખતો હતો. પણ ઔરંગઝેબ સારા નસીબે સારો થયો, આથી બધા કાવતરાંનો અંત આવ્યો. ઔરંગઝેબ સારો થયો હતો પણ એનું મન શાન્ત થયુ નહોતું કારણકે મક્કાના સરીફે એને રાજા તરીકે માન્ય કરવા સ્પષ્ટ ના પાડી હતી. તેમજ ઇરાનના રાજાએ એના તરફ એક એલચી મોકલ્યો અને તેના બાપને કેદમાં નાંખેલો તે સારૂ ખુબ ઠપકો આપ્યો પણ આજ વખતે એટલે ઈ. સ. ૧૬૬૫ માં શાહજહાં મરણ પામ્યો તેથી ઔરંગઝેબની બધી ચિન્તા દુર થઇ ( કેટલાક ઇતિહાસકારોનું માનવું એવું છે કે ઔરંગઝેબે એને મારી નંખાવ્યો. )

**સત્યનારાયણીઓનો બળવો**—આ વખતે સત્યનારાયણીઓનો એક પંથ ચાલતો હતો અને તેઓ એમ માનતા હતા કે અમો ખાસ ઇશ્વરના રક્ષણ નીચે હોવાથી અજીત છીએ. ઔરંગઝેબે આ લોકો સામે લશ્કર મોકલ્યું. અને લશ્કરને ધર્મ નંમંલી ઝનુન વધારે હોવાથી તેઓએ સત્યનારાયણીઓનો પરાજય કર્યો.

**રજપૂતોનો બળવો**—જોધપુરના જસવંતસિંગ કુંટુંબ ઉપર ઔરંગઝેબના જુલમે, અને રજપૂતો ઉપર જજીઆવેરો નખ્યો તેથી જાત્રાઓ બંધ પડયાથી, હિંદુઓને સરકારી નોકરી આપવી બંધ પાડયાથી, તથા ધર્મ પક્ષપાતથી રજપૂતોનાં મન ઘણા ઉશ્કેરાયાં તેથી ઉદેપુરના રાણાના અગ્રપણા નીચે એક મોટો બળવો ઉઠાવ્યો. ઔરંગઝેબે આ રજપૂતો સામે એક મોટુ લશ્કર મોકલ્યું એ વિગ્રહ લગભગ ત્રણ વર્ષ સુધી પહોંચ્યો. માણસોની ઘણી પાયમાલી થઈ. રાણાએ જજીઆવેરાને બદલે પાદશાહને વિશાળ પ્રદેશો આપવાનું કહ્યું પણ પાદશાહએ માન્ય કર્યું નહી, અને અકબરનો

બગવો સમાવવામાં ઔરંગઝેબે રજપૂતો ઉપર ઘણો જુલમ કર્યો તેમના મુલકો લૂટી ઉજ્જડ કર્યા, રૈયતની કતલ કરાવી તેમની સ્ત્રીઓને પકડી જવા માડી તથા હિંદુ દેવળો તોડી મસીદો બનાવી આવા હદ વગરનાં કામોથી રજપૂતોએ પણ વેર વાળવા માંડયું. તેમણે મસીદો લૂટી મુલ્લાઓને આબરૂ કરી કુરાનો બાળી નાખ્યાં આ પ્રમાણે થતા કોઈ પણ હાર્યા નહિ. પાદશાહનો શાહજાદો દક્ષીણમાં મરેઠી રાજ્યના આશ્રયે જવાથી તેને ઘણી ચિન્તા પેઠી.

**અકબરનો બળવો**—ઔરંગઝેબના નાના દીકરા અકબરે રજપૂતોથી ઉશ્કેરાઇ ઇ સ ૧૬૮૦મા બળવા ઉઠાવ્યો, પણ રાજકુંવરના મુસલમાન અનુઆઇઓને ઔરંગઝેબે પોતાના પક્ષમા ખેચી લીધા અને યુક્તિ વાપરી રજપૂતોને પણ અકબરથી જુદા પાડ્યા. આથી અકબર ઇરાન નાશી ગયો.

**મરેઠાના રાજ્યની શરૂઆત**—સતરમા સૈકાના મધ્યભાગમાં શિવાજીએ મરેઠા લોકોને એકત્ર કર્યા અને દક્ષિણમાં મુસલમાન સત્તાની સામે તેમજ મોગલરાજ્યની સામે બાથ ભીડી અને આખરે ઔરંગઝેબના રાજ્યમાં મરેઠાઓની મોટી સત્તા થઇ પડી.

**મરેઠાનો વિગ્રહ**—( ઇ સ. ૧૭૬૪થી ઇ. સ. ૧૭૦૭ સુધી ) આખરે શિવાજી અને ઔરંગઝેબ એમેવદીપ્ત રીતે એક એકની સામે પડયા. ઈ. સ. ૧૬૬૪માં દક્ષિણમાં આવેલા મોગલ રાજ્ય ઉપર શિવાજીએ હલ્લો કર્યો. ઔરંગઝેબે શિવાજીના સામે લશ્કર મોકલ્યું, પણ તે ફાવ્યો નહિ. ફરીથી શિવાજીએ સુરત લુટ્યુ, અને છ દિવસ લુટ પહોચી આ બનાવથી ઔરંગઝેબ બહુજ ઉશ્કેરાયો અને તેણે મોટું લશ્કર શિવાજી સામે ફરી મોકલ્યું, તેથી શિવાજીને પુરધર અગાડી સલાહ કરવાની ફરજ પડી. આથી શિવાજીને

મોગલો પાસેથી લીધેલો મુલક પાછો આપવો પડયો. પણ થોડાજ વર્ષની અંદર પાછો મોગલો પાસેથી શિવાજીએ જીતી લીધો અને મોગલો જોડે જિંદગીપર્યંત દુશ્મનાઇ જારી રાખી.

**શિવાજીના વંશજો જોડે વીગ્રહ**—( ઈ. સ ૧૬૮૧ થી ઈ. સ. ૧૭૦૭ સુધી ) ઔરંગજેબે શિવાજીના દીકરા સંભાજીને કેદ પકડયો, અને મરેઠાઓ જોડે વિગ્રહ ચાલુ રાખ્યો. આખરે ઔરંગજેબ એક મોટું લશ્કર લઈ દક્ષિણમા ગયો પણ પૈસા ખુટી પડયા અને લશ્કર અવ્યવસ્થિત થઈ પડયું, તેથી ઈ. સ. ૧૭૦૭મા મરેઠી સત્તા મજબુત થઇ અને આસપાસના મોગલ રાજ્યો પાસેથી એણે ચોથ ઉઘરાવવા માંડી.

**ઔરંગજેબની રાજ્યનીતિ**—જો ઔરંગજેબે અકબરની રાજ્ય નીતિ પ્રમાણે અમલ ચલાવ્યો હોત, અને રજપૂતો અને મોગલોની ગાંઠ વધારે મજબુત કરી હોત, તો પોતાનુ રાજ્ય વધારે મજબુત થાત. અને આખા હિંદુસ્થાનનો રાજા થઇ બેઠત. પણ જે રજપૂતોએ એને રાજ્ય પદ આપવામા મદદ કરી તેજ રજપૂતોની તરફ પોતાના ધર્માંધપણાનો તિરસ્કાર અને પક્ષપાત બતાવ્યો. આથી તે શૂરવીર જાત એની વિરૂદ્ધ પડી. આ ઉપરાંત એ સ્વભાવનો ઘણો વહેમી અને અવિશ્વાસુ હતો. આથી કોઈ પણ માણસ ઉપર ભરોસો રાખતો નહોતો અને રાજ્યની બધી વિગત ઉપર ધ્યાન રાખવા ઉમેદ રાખતો હતો. પણ આનું પરિણામ એ થયું કે એનું રાજ્ય ધીરે ધીરે નબળુ પડી ગયું, આથી ઔરંગજેબ દિર્ઘદષ્ટીવાળો હોય એમ આપણને લાગતું નથી, જો રાજ્યનીતિજ્ઞ ને દીર્ઘદષ્ટીવાળો પુરૂષ હોત તો વિજાપુર અને ગોવળકોન્ડા જેવા મુસલમાની રાજ્યો નાશ કરતજ નહિ કારણ આ બે રાજ્યો

નવીન ઉગતી મરેઠી સત્તા ઉપર દબાણ રૂપ હતા અને આ રાજ્યો તોડી પાડવા એ મોગલ રાજ્યની વહેલી પડતી લાવવા બરાબર હતું, ઔરંગઝેબનો કડવો સ્વભાવ ઘણી બાબતમાં માલુમ પડી આવે છે. દરબારમાંથી ગાનારાઓને તથા નાચનારાઓને કાઢી મુકયા. ફ- ક્ત મુસલમાનોનો અડધો કર માફ કર્યો હિંદુઓના મહોત્સવના દિવસોએ મેળો ભરવો બંધ કર્યો એવા ઘણાએક હિંદુઓ વિરૂદ્ધ હુકમો કર્યા જો કે આ બધા હુકમોનો અમલ બરાબર થયો નથી છતાં પણ હિંદુઓનાં મન આ હુકમથી ઉશ્કેરી મુકે એમ હતુ, સ- ત્યનારાયણીઆનો બળવો સમાવ્યા પછી એનો સ્વભાવ વધારેજ સુન્ની થયો. મૂર્તિઓનોનાશ કરવાનો, યોગીઓ અને સંન્યાસીઓને કાઢી મુકવાનો, અને જે મુસલમાન ન થાય તેમને સરકારી નોકરી- માંથી કમી કરવાનો, બીજો હુકમ કાઢયો. એનું સૌથી ડહાપણ વગરનું કૃત્ય હિંદુઓ ઉપર નાખેલો જજીઆવેરો હતો

**ઔરંગઝેબનાં લક્ષણો**--એ ચુસ્ત સુન્ની અને ધર્માંધ હતો. તેની જીંદગીનો મુખ્ય આશય આખા હિંદુસ્થાનમા મુસલમા- ની ધર્મ ફેલાવવાનો હતો, અને આજ હેતુથી અગર જૂલમ કરવા ખાતર એણે હિંદુઓ તરફ સત્તા બતાવી છે. એ ઘણો વહેમી હોવાથી પોતાના કોઈપણ અમલદાર ઉપર વિશ્વાસ રાખતો ન હતો, અને પોતે જાતે રાજ્ય ઉપર વ્યવસ્થા રાખતો. એ મહાન યોધ્ધો, ચપળ, યુદ્ધ કૌશલ્યાથી કુશળ, હોશિયાર, શૂરો, બુદ્ધિમાન, દઢ મનનો, ઉદ્યોગી, હિંમતવાન, બાહોશ સેનાપતિ, પણ કપટી અણુવિશ્વાસુ, સાંકડામનનો, પક્ષપાતી, નિર્દય, પાપી, ધર્માંધ અને તિવ્ર બુદ્ધિ વિ- નાનો હતો. વિજાપુર અને ગોવળકોન્ડા જેવાં મુસલમાની રાજ્યો તોડી પાડયાં એ સ્પષ્ટ સાબીતિ આપે છે કે એ દીર્ઘદૃષ્ટિ વિનાનો હતો.

પોતે પોતાની ફરજો સારી રીતે સમજતો હતો અને તે પાર પાડવા બનતો પ્રયાસ કરતો. વિપત્તિમાં જે દ્રઢતા એણે બતાવી છે, તે દ્રઢતા ખરેખર આપણને વિસ્મય પમાડે છે, અને એના તરફ માનની લાગણી ઉત્પન્ન કરે છે, રજપૂતોની લડાઈમાં એની જગાએ ઓછા ધૈર્યવાળો ને કમ અક્કલવાળો પાદશાહ હોત તો તેનો નાશ થાત પણ તે ધૈર્ય રાખી નહી ગભરાતાં શેરખાએ માલદેવને ફસાવવા જે યુક્તિઓનો ઉપયોગ કર્યો હતો તેજ યુક્તિઓ વાપરી છુટી ગયો હતો.

## અકબર ને ઔરંગજેબની સરખામણી.

| અકબર. | ઔરંગજેબ. |
|---|---|
| (૧) અકબર દયાળુ, વિશ્વાસુ ઉદાર અને શ્રદ્ધાળુ હતો. | (૧) ઔરંગજેબ ક્રૂર, વહેમી, સાંકડા મનનો અને ધર્માંધ હતો. |
| (૨) અકબરે હિંદુઓનાં મન શાન્ત કર્યાં અને હિંદુ ધર્મને માન આપીને પોતાની ઉત્તમ રાજનીતિથી હિંદુઓને પોતાની તરફ ખેંચી લીધા. | (૨) ઔરંગજેબે હિંદુઓ ઉપર જજીઆવેરો નાંખી હિંદુ દેવાલયો તોડી તેમની વિરૂદ્ધ દુઃખ દેવાનાં કાર્યો કરતો હતો. |
| (૩) અકબરે મોગલ રાજ્ય આબાદ કરી પોતાના વંશજોને સારી સ્થિતિમાં સોંપ્યુ હતું અને મોગલ રાજ્યને મજબુત કરનાર પોતેજ હતો. | (૩) ઔરંગજેબે પોતાનું રાજ્ય નબળું અને પોતાના વંશજોને ખરાબ સ્થિતિમાં સોંપ્યું હતુ, આથી તેને મોગલ રાજ્યનો નાશ કરનાર ઇતિહાસકારકો કહે છે જો કે એણે રાજ્યનો વિસ્તાર ઘણો કર્યો હતો પણ કુસંપનો પાયો નાંખેલો હોવાથી તે ઘણી મુદ્દત ટકી શક્યું નહિ. |
| (૪) અકબર એક મહાન રાજ્યનીતિજ્ઞ, સમતાવાળો ને ન્યાયી પુરૂષ હતો, | (૪) આ બાબતમાં ઔરંગજેબ તદ્દન ઉલટોજ હતો અર્થાત્ મુસલમાનો તરફ પક્ષપાત બતાવતો હતો. |

## બહાદુરશાહ.

(ઈ. સ. ૧૭૦૭ થી ઈ. સ. ૧૭૧૨ સુધી.)

**બહાદુરશાહ**—આલમગીર પછી બહાદુરશાહ ગાદીએ બેઠો., બહાદુરશાહ દક્ષિણમાં હતો ત્યારે નાનકપંથના શીખ લોકોએ બળવો કર્યો તે સમાવવા ઉત્તરમા ગયો, ત્યારે રજપુતોએ જજીઆ વેરો આપવાની ના કહી બંડ કર્યું, ત્યારે પાદશાહે જજીઆ વેરો માફ કરી અકબરની રાજ્યનીતિ પ્રમાણે ચાલવાનું કબુલ કરી રજપૂતોને પોતાના પક્ષમાં લીધા

**બહાદુરશાહના** ગુણ— એ પાદશાહના વખતમા શીખ લોકોના બળવા સિવાય શાન્તિ રહી હતી એ પાદશાહ આલમગીર જેવો ચપળ નહોતો તેમ તેવો પાપી પણ નહોતો

## જહાંદારશાહ.

**જહાંદારશાહ** -બહાદુરશાહ કેડે તેના વજીર જુલ્ફીકારખાંની મદદથી જહાંદારશાહ ગાદીએ બેઠા પણ તે રંડીબાજ ને દુરાચરણી હતો.

## ફેરોખશીર.

**ફેરોખશીર**—જહાંદારશાહ પછી તેનો ભત્રિજો ફેરોખશીર ગાદીએ બેઠો તેને મદદ કરનારા બહારને અલ્લાબાદના સૂબા સૈયદહુસેન ને સૈયદ અબદુલ્લા નામના બે ભાઇઓ હતા. સૈયદહુસેનની મદદથી જોધપુરના રાજા અજીતસિંહની દીકરી સાથે તેણે લગ્ન કર્યું હતું આ વખતે બંગાળાના સૂબા સામે ફરિયાદ કરવા માટે અંગ્રેજી કંપનીના માણસો આવ્યા. પરંતુ પાદશાહ શીક હોવાથી આ લો

કંપનીના માણસો પૈકી ડાક્ટર હેમીલ્ટને દવા કરી તેને સાજો કર્યો તેથી પાદશાહે તેને ઇનામ માગવા કહ્યું. ત્યારે તેણે બંગાળાના ૩૭ તાલુકાની જમીનદારીની તથા કંપનીના માલના હાંસલની માફીની સનંદ માગી પાદશાહે તે આપી ઈ. સ ૧૭૧૫.

## મહમદશાહ.

(ઈ. સ. ૧૭૧૯ થી ઈ. સ. ૧૭૪૭ સુધી)

**રાજા બનાવનાર સૈયદ ભાઇઓ**—આ ઘણા જોરાવર હતા પણ પછીથી નિઝામ ઉલમુલ્ક અને હાઉસના સૂબા એ બેઉ એકત્ર થઈ આ બેઉ સૈયદ ભાઈઓ સામે યુદ્ધ ચલાવ્યુ, અને એકને મારી નાંખવામાં આવ્યો અને બીજાને શાહપુર આગળ ઇ. સ. ૧૭૨૦માં હરાવ્યો

**મરેઠાની ચડતી**—બાજીરાવ પહેલાના વખતમા મરેઠાઓએ માળવા અને ગુજરાત જીતી લીધાં. વળી મોગલો તરફથી મોકલેલા નિઝામ ઉલમુલ્કને ભોપાળ અગાડી હરાવ્યો, અને તેને શિરોજ અગાડી સંધી કરવાની ફરજ પાડી આથી મોગલોએ મરેઠાઓને ચોથ આપવાનું વચન આપ્યુ.

**નાદીર શાહનો હુમલો**—અફગાનિસ્તાને ઇરાનના પાદશાહ નાદીરશાહે હિંદ ઉપર હલ્લો કર્યો, અને આમ કરવા એવું બહાનું કહાડયુ કે એના દુશ્મનોને મોગલ રાજ્યમાં આશ્રા મળ્યો છે. માટે એક મોટું લશ્કર લઈ નાદીરશાહ દિલ્લી પર ચઢી આવ્યો. અને ત્યાંના રહીશોની કતલ કરવાનો હુકમ કર્યો. કતલ ઘણો લાંબો વખત ચાલી અને મહમદશાહે નાદીરશાહ પાસે જ્યારે માફી માગી ત્યારે આ કતલનો અંત આવ્યો, આખરે નાદીરશાહ ઝવેરાત રો

કડનાણું અને મયુરાસનનો ખુબ ભંડાર લઈ પોતાની જન્મભુમિ તરફ પાછો ફર્યો. આ હુમલાએ મોગલ સત્તાને ઘણી હાનિ પહોંચાડી છે.

**અહમદશાહ અબ્દલ્લીનો હુમલો**—અફગાનિસ્તાનના એક મુખી અહમદશાહ અબદલ્લીએ (નાદીરશાહના મરણ કેડે કાબુલને કંદહાર કબજે કરી દુરાની રાજ્ય સ્થાપી રાજા થયો હતો) નાદીરશાહના ગયા કેડ હિંદુસ્થાન ઉપર હલ્લો કર્યો પણ આ પોતાના પહેલા પ્રયાસમાં સરહિંદ અગાડી હારી ગયો, સરહિંદની જીત એ મોગલોનું છેલ્લુ પરક્રમ હતું. અને ઔરંગજેબના મરણ પછી ૪૦ વર્ષની અંદર મોગલોની વહેલી પડતી આવી એ વાત આપણને ચોકખી રીતે માલુમ પડે છે

**સામાન્ય હકીકત**—(ઈ. સ. ૧૭૦૭ થી ૧૭૪૭ સુધી) હવે મોગલ પાદશાહ પાસે ઘણા જુજ મુલકો રહ્યા હતા અને તેઓ પાદશાહ માત્ર નામનાજ હતા. કારણકે સુબાઓ કેટલાએક મુલકો પોતાના હાથ નીચે પચાવી બેઠા અને તેઓએ મોગલોથી સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો અલીવર્દીખાને બહાર, બંગાળા, ઓરિસામાં પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપી નિઝામ ઉલમુલ્કે હૈદ્રાબાદમા અને મહમદ અલ્લીએ રોહિલખંડમાં સ્થાપી

## અહમદશાહ.

(ઈ. સ. ૧૭૪૭ થી ઇ. સ. ૧૭૫૪ સુધી)

**અહમદશાહ**—મહમદશાહનો દીકરો અહમદશાહ હવે ગાદીએ બેઠો.

**અહમદશાહ અબ્દલ્લીનો બીજો હુમલો**—અહમદશાહ અબ્દલ્લીએ હિંદુસ્થાન ઉપર બીજો હુમલો કર્યો આથી મોગલ પાદશાહને પંજાબ આપી દેવું પડ્યુ. અહમદશાહના રાજ્યની વ્યવસ્થા—એના રાજ્યમા મોગલ ઉમરાવો માંહોમાંહે કજીઓ કરતા હતા આથી બે પક્ષ ઉભા થયા અને પરિણામ એ થયુ કે રાજાને કેદમા નાંખ્યા ને કેદખાનામા ઈ. સ ૧૭૫૪ માં મરણ પામ્યો.

## આલમગીર બીજો.

( ઇ. સ. ૧૭૫૪ થી ઈ સ ૧૭૫૯ સુધી )

**આલમગીર બીજો**—એક પક્ષના અગ્રેસર ગ્યાસુદીને આલમગીરને ગાદી આપી.

અહમદશાહ અબ્દલ્લીનો ત્રીજો હુમલો- ઈ. સ ૧૭૫૬ માં જ્યારે મોગલોએ પંજાબ લઈ લેવાનો વિચાર કર્યો ત્યારે અહમદશાહે પંજાબ ઉપર ત્રીજો હુમલો કર્યો ને તે પ્રાંત સ્વાધીન કર્યો દિલ્લી લુંટ્યું ને અફગાનિસ્થાન તરફ પાછો ગયો અને આલમગીર બીજાને ઈ. સ. ૧૭૫૯મા મારી નાંખવામા આવ્યો.

**આલમગીર બીજા**ના મરણ પછી **શાહઆલમ અકબર બીજો** અને **મહમદ બહાદુરશાહ** એમ એક પછી એક ગાદીએ બેઠા.

## મોગલ રાજ્યની પડતીનાં કારણો.

૧ મોગલ રાજ્યનું લશ્કર દિન પ્રતિદિન બગડતું હતુ ઓરંગઝેબ મજબુત અફગાન જાતમાંથી પોતાના લશ્કરની અંદર નવા માણસો લાવી શક્યો નહોતો.

૨ ઓરંગજેબનો દક્ષિણનો વિગ્રહ એ મોગલ રાજ્યની પડતીનું મુખ્ય કારણ હતું અને તેથી તે રાજ્ય નબળું પડી ગયું હતું.

૩ વિજાપુર અને ગોવળકોન્ડા રાજ્યોનો નાશ કરી ઓરંગજેબે મોગલ રાજ્ય ઉપર હુમલો કરવાનો મરેઠાઓને ખુલ્લો રસ્તો કરી આપ્યો હતો.

૪ નાદીરશાહ અને અહમદશાહના હુમલાએ મોગલ રાજ્યને નબળું પાડી સત્તા તોડી પાડી હતી.

## મોગલ પાદશાહોની રાજ્યનીતિ અને વહિવટ.

હવે આપણે મોગલ રાજાની નીતિનો વિચાર કરીએ તો આપણને માલુમ પડશે કે કોઈપણ પ્રકારની પદ્ધતિ દાખલ કરનાર માત્ર રાજા અકબર હતો. અને તેની પદ્ધિતિ કેટલાક ફેરફાર સાથે પાછળના રાજાઓએ માન્ય કરી નહિ

## મોગલ રાજ્યના દેશની સ્થિતિ.

**ધાર્મીક સ્થિતિ**—ઉપર ઉપર જોનારાઓને કદાચ ધર્મસબંધી અતિશય જુલમ હતો પણ મોગલ રાજ્યનું બરોબર નિરક્ષણ કરનાર નિ પક્ષપાત વાંચનારાઓને સ્પષ્ટ માલુમ પડશે કે હુમાયુ, અકબર, શાહજહાં, બહાદુરશાહ જેવા પાદશાહો ધર્મની બાબતમાં ઘણા સમદ્રષ્ટિવાળા હતા અને પોતાની પ્રજા ઉપર ધર્મ સબંધી લેશ માત્ર પણ જુલમ કર્યો નથી, આ સમયે યુરોપની સ્થિતિનો આપણે વિચાર કરીએ તો આપણે કબુલ કરવું પડશે કે હિંદુસ્થાનમાં મુકાબલે ધર્મ સબંધી જુલમ ઘણોજ ઓછો હતો, આ બદલ કેટલાએક મોગલ રાજાના હાથ નીચેના સૂબાઓએ પોતાના પ્રાંતોમાં

જુલમ કર્યો હશે પણ આથી પાદશાહો સબંધી અયોગ્ય વિચારો બાંધવા કે દેષ મુકવા તે બરાબર નથી.

**સંસારીક ને આર્થીક સ્થિતિ**—દેશના પૈસાનો વ્યય દેશમાંજ થતો હોવાથી લોકોની પૈસા સબંધી સ્થિતિ સારી હોય એ દેખીતુંજ છે, અને જ્યાં આર્થિક સ્થિતિ સારી હોય ત્યા ઘણે ભાગે સાંસારિક સ્થિતિ સારી હોયજ આથી એમ અનુમાન થતું નથી કે મુગલ રાજ્યની અંદર આપણી સાંસારિક સ્થિતિ સારી હોવાનો આધાર માત્ર આર્થિક સ્થિતિ ઉપર હતો એમ મનાય નહિ. કારણ કે હુન્નર, વેપાર, કારીગરી, વિગેરે ઘણા જોસથી ચાલતા હતાં, અને એકંદર આ કાળ હિંદુસ્તાનની જાહોજલાલીનો હતો.

મોગલ રાજ્યમાં કુલ સત્તર પાદશાહો થયા તેમાં છેલ્લા ત્રણ તો માત્ર નામનાજ થયા ને ચૌદ રહ્યા તે પૈકી સર્વમાં અકબર સર્વોતમ હતો પરંતુ કોઇ પાદશાહે વિદ્યા સબધી લક્ષ આપ્યુ હોય તેમ લાગતું નથી, તેથી હિંદની વિદ્યા ઓછી થઈ બંધ પડીને છેવટે ખરાબ સ્થિતિ ઉપર આવી તેથી હિંદના લોકો અજ્ઞાન ને વહેમી થયા અને કેટલાક નઠારા રિવાજો દાખલ થઈ અધમ સ્થિતિને પહોચ્યા



